# समास ८ मो—देह—क्षेत्रनिरूपण




બ્રહ્માનું આ સંસારરૂપી વૃક્ષ વધતાં વધતાં અત્યંત વિસ્તૃત થયું છે; તેને ફળો લાગતાં અનેક પ્રાણીઓને વિશ્રાંતિ પ્રાપ્ત થઇ. તેને અનેક પ્રકારનાં રસાળ ફળો લાગ્યાં અને તેમાં ભિન્ન ભિન્ન પ્રકારની મિષ્ટતા આવી. તે મિષ્ટતા ચાખવાને માટે અનેક પ્રકારનાં શરીરો નિર્માણ કર્યાં. ઉત્તમ વિષયો નિર્માણ થયા, પણ શરીર વિના તેનો ઉપભોગ લઈ શકાતો નથી; જેથી તેના ઉપાય તરીકે અનેક શરીરો ઉત્પન્ન કરવામાં આવ્યાં. જ્ઞાનેંદ્રિયો નિર્માણ કરી અને તેમાં ભિન્ન ભિન્ન ગુણો મૂકયા, તે સર્વ એકજ શરીરમાં રહે છે, પરંતુ હોય છે જુદું જુદું. શ્રોત્રેંદ્રિયમાં શબ્દ પડતાંજ તે શબ્દનું જ્ઞાન થાય છે. એવી એ ઇંદ્રિયમાં યોજના કરવામાં આવી છે. ત્વચાઈંદ્રિયથી શીતોષ્ણ ભાસે છે; નેત્રેંદ્રિયથી સર્વ દેખાય છે. આ પ્રમાણે ઈંદ્રિયોમાં આવા ભિન્ન ભિન્ન ગુણો મૂકવામાં આવ્યા છે. જીહ્વામાં રસ ચાખી જોવાનો ગુણ છે, ઘ્રાણેંદ્રિયમાં ગંધ લેવાનો ગુણ છે; આ પ્રકારે સર્વ ઇંદ્રિયોમાં ભિન્ન ભિન્ન ગુણો મૂકવામાં આવ્યા છે. વાયુપંચકમાં અંતઃકરણપંચક મળીને દેહમાં નિઃશંક ફરે છે અને જ્ઞાનેંદ્રિયો તથા કર્મેન્દ્રિયોને આનંદપૂર્વક જુએ છે. કર્મેન્દ્રિયોના યોગથી જીવ વિષયોને ભોગવી શકે એવી ઇશ્વિરે જગતમાં યોજના કરી છે. સારા સારા વિષયો નિર્માણ થયા; પરંતુ શરીર વિના તેનો ઉપભોગ શી રીતે લઈ શકાય? એટલા માટેજ અનેક પ્રકારનાં શરીરોની રચના કરેલી છે. અસ્થિ—માંસના શરીરમાં અનેક ગુણો મૂકી દીધા છે. શરીરના જેવું અપૂર્વ યંત્ર બીજું કોઈ પણ નથી. અસ્થિ અને માંસનાં શરીરો નિર્માણ કરી તેમને માટે નાનામોટા વિષયભોગ વધારવામાં આવ્યા છે. જગદીશ્વરે અસ્થિ—માંસનાં શરીર બનાવી તેમાં વિવેક અને વિચાર કરવાના ગુણ મૂકયા છે. આ અસ્થિ—માંસનું પૂતળું જ્ઞાનના યોગથી સર્વ કલા જાણે છે. શરીરભેદ પણ અનેક છે. કાર્ય—કારણને માટે આવા ભેદ કરવામાં આવ્યા છે. આ ભેદમાં પુષ્કળ ગુણો છે, તે સર્વ તીવ્ર બુદ્ધિ વિના શી રીતે સમજાય? સર્વ કરવું ઇશ્વરનું છે તેથીજ ભેદ નિર્માણ થાય છે; પરંતુ ઊર્ધ્વમુખ

થતાંજ-પરબ્રહ્મ તરફ લક્ષ્ય લગાડતાંજ પછી ભેદને સ્થાનજ રહેતું નથી. સૃષ્ટિના કાર્યમાં તો ભેદ અવશ્ય હોય છેજ; પરંતુ તેનો સંહાર થઇ જતાં સહજે અભેદ થઇ જાય છે. ભેદ અને અભેદનો સંવાદ પણ માયાનાજ કારણથી છે. માયામાં અંતરાત્મા છે. તેનો મહિમા કોઇ જાણી શકે એમ નથી? ચાર મુખવાળો બ્રહ્મદેવ સુદ્ધાં સંશયમાં પડી જાય છે. અંતરાત્માનું વર્ણન કરતાં ઘડીએ ઘડીએ મનને મુશ્કેલી પડે છે અને દાવ-પેચ તથા સૂક્ષ્મ તર્ક ચલાવતાં ચલાવતાં મન હેરાન હેરાન થઇ જાય છે. દેહાત્મબુદ્ધિને લીધેજ આ સર્વ વસ્તુઓ પાછળ લાગી છે. નિરંજનમાં એમાંનું કાંઇ પણ નથી. એકાંત સમયે આ સર્વ સમજીને જોવાથી ઠીક પડે છે. દેહના સામર્થ્ય અનુસાર સર્વ કાંઈ ઇશ્વરજ કરે છે. જે દેહમાં સામર્થ્ય અતિશય હોય તેને અવતાર કહેવામાં આવે છે. શેષ, કૂર્મ, વરાહ એવા અવતારો થઈ તેમણે વિશાળ દેહ ધારણ કર્યા તેથીજ સૃષ્ટિ ચાલી છે. જુઓ, ઇશ્વરે સૃષ્ટિરૂપી કેવડું મોટું અને કેવું વિલક્ષણ યંત્ર બનાવ્યું છે! તેમાં સૂર્યબિંબ સુદ્ધાં જોરથી પરિભ્રમણ કરે છે અને વાદળ અપરંપાર જળ ધારણ કરે છે! પર્વતો જેવડાં વાદળો થઈ આવે છે અને તે સૂર્યને આચ્છાદિત કરી દે છે; પરંતુ એટલામાંજ વાયુનો પ્રવાહ ઉપડે છે. એ વાયુપ્રવાહ જાણે યમ-દૂતજ ન હોય તેની પેઠે જોરથી વહેવા માંડીને વાદળોને વિખેરી નાખે છે તથા સૂર્યને મુક્ત કરે છે. વળી વિદ્યુતના કડાકા થાય છે અને તે સર્વ પ્રાણીઓને થરથર કંપાવી નાખે છે. આકાશમાં કડાકા થઈ જાણે તે કોઇ જગ્યાએથી ફાટી તૂટી જતું હોય એમ લાગે છે. આવા એકથી એક ચઢે એવા મર્મો બનાવ્યા છે અને મહદ્ભૂતથી-જ મહદ્ભૂતો ઢંકાઇ રહેલાં છે. આ પ્રમાણે સર્વ સૃષ્ટિરચના સમાનપણે ચાલી રહી છે. આત્માના આવા આવા અનંત ભેદ છે. તે સર્વ શી રીતે સમજાઇ શકે? તેનો વિચાર કરતાં કરતાં મન હેરાન હેરાન થઈ જાય છે. આવી મારી ઉપાસના છે. તે ઉપાસકોએ લક્ષ્યમાં ઉતારવી જોઇએ. આ ઉપાસનાનો અગાધ મહિમા બ્રહ્મા પણ ક્યાંથી કળી શકે? આવાહન અને વિસર્જન એજ ભજનનાં લક્ષણ છે. તે સર્વ સજ્જનો જાણે છે, હું શું કહું?

---

# समास ९ मो–सूक्ष्मनिरूपण



મૃત્તિકાનું (માટીના લિંગનું કિંવા મૂર્તિનું) પૂજન કરવું અને પછી તત્કાલજ તેનું વિસર્જન કરી દેવું, એ સ્વભાવથીજ અંતઃકરણને ગમતું નથી. દેવની પૂજા કરવી અને પછી તેને ફેંકી દેવો એ કાર્ય જીવને સારૂં લાગતું નથી; માટે એ વિષે અંતઃકરણથી વિચાર કરવો જોઇએ. દેવ બનાવવા યોગ્ય પણ નથી અને ફેંકી દેવા યોગ્ય પણ નથી; માટે તે સંબંધી કાંઇક વિચાર કરવો જોઇએ. દેવજ ઉલટો નાના પ્રકારનાં શરીરો ધારણ કરે છે અને તેને વિસર્જન કરી દે છે; માટે તે દેવ કેવો છે તેનો વિવેક જાણવો જોઇએ. અનેક પ્રકારનાં સાધનો તથા નિરૂપણો તે દેવની શોધ કરવાને માટે છે; માટે તે સર્વને આપણા અંતઃકરણમાં સમજવાં જોઇએ. બ્રહ્મજ્ઞાનનો ઉપાય અનુભવથી સમજ્યા વિના અન્યને બતાવી શકાતો નથી; કારણ કે એ કાંઈ કોઈ પદાર્થ થોડોજ છે કે "લો, લઇ જાઓ" એમ કહી શકાય ? સર્વ લોકોના મનમાં ઈશ્વરને પ્રત્યક્ષ ભેટવાની ભાવના હોય છે; પરંતુ વિવેકનો માર્ગ કોઇ ઓરજ છે. જે વિચારની કસોટીમાં ટકતો નથી તેને ઈશ્વર કહી શકાતો નથી; પરંતુ મનુષ્યો માનતા નથી એટલે કરવું શું ? મોટા મોટા લોકો મરણ પામે તેમની પ્રતિમા બનાવીને લોકો જુએ છે, તેવીજ આ ઉપાસનાની ગતિ છે. મોટો વ્યાપાર લોકોથી થઇ શકતો નથી, તેથી તેમણે મજૂરીનો ધંધો કર્યો છે; પરંતુ એ ધંધો કરનાર મજૂરને રાજ્યવૈભવ શી રીતે પ્રાપ્ત થાય ? માટે ભક્તિમાં જેટલું ભોળપણ છે તેટલું અજ્ઞાનજ છે; અને અજ્ઞાન છે ત્યાં સુધી દેવાધિદેવ કેમ કરીને પ્રાપ્ત થાય ? અજ્ઞાનીને જ્ઞાન પસંદ પડતું નથી અને જ્ઞાતાને અનુમાન પસંદ પડતું નથી; માટે સિદ્ધોનાં લક્ષણ ગ્રહણ કરવાં જોઇએ. માયાને છોડીને તેના મૂળ તરફ જઇએ તોજ સમાધાન પ્રાપ્ત થાય છે; અને એમ ન કરીએ ત્યાં સુધી આમ તેમ ભટકવું પડે છે. એ માયાને ઓળંગવાને માટે ઈશ્વરે અનેક ઉપાયો રાખ્યા છે; પરંતુ પરમાત્માનો સાક્ષાત્કાર તો અધ્યાત્મશ્રવણના માર્ગથીજ થાય છે. એમ ન કરવાથી લોકોમાં સર્વ ભૂલ-ચૂક થાય છે; માટે ખરો અને ખોટો માર્ગ કયો છે તે કોઇ પણ પ્રકારે

ઓળખવો જોઈએ. ખોટા માર્ગે જવું નહિ, ખોટાની સંગતિ કરવી નહિ અને કોઈ પણ ખોટી વસ્તુ સંગ્રહવી નહિ. જે ખોટું છે તે ખોટું જ છે. તે ખરાની આગળ કદી પણ ટકી શકશે નહિ. અધોમુખ અર્થાત્ માયા તરફ દોડી રહેલા મનને તેથી ઉલટી દિશામાં અર્થાત્ સત્ય માર્ગ તરફ વાળવું જોઈએ. અધ્યાત્મશ્રવણ કરતા ચાલનાથી સર્વ કાંઈ પ્રાપ્ત થાય છે અને અનેક પ્રકારની માયાજાળ તૂટી જાય છે. ગુંચવાઈ ગયેલા દોરાને ઉકેલીને સરખો કરવામાં આવે છે, તેજ પ્રમાણે મનને માયાની ગુંચવણીમાંથી નિવૃત્ત કરતા ચાલીને ધીમે ધીમે તેનો માયાના મૂળમાં (પરમાત્મામાં) પ્રવેશ કરાવવો જોઈએ. આ સૃષ્ટિ સર્વ કાદવ–મિશ્રણરૂપ છે. તે કાદવજ નાના પ્રકારનાં શરીરમાં વહેંચાઈ ગએલો છે; માટે એ મિશ્રણ શું છે તથા કેવી રીતે રહે છે, શી રીતે જાય છે અને આવે છે, તે સર્વ એ શરીરમાંજ શોધવું જોઈએ, અને સૂક્ષ્મ શરીર અથવા માયાનાં ચૌદ નામો પણ એમાંજ છે તે સમજવાં જોઈએ. નિર્ગુણ, નિર્વિકાર, નિષ્કલંક એવું જે એક પરબ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, તે પરબ્રહ્મ આ દેહમાં પણ છે કે નહિ તે જોવું જોઈએ. સંકલ્પરૂપ જે મૂળમાયા તેજ અંતઃકરણનું સ્વરૂપ છે. જે જડને ચેતના આપે છે તેજ ચૈતન્યનું સ્વરૂપ છે અને તે પણ શરીરમાંજ છે શરીરમાં ત્રણે ગુણ સમાનપણે હોય એજ માયાની 'ગુણસામ્ય' અવસ્થા છે. સૂક્ષ્મ માયાનો વિચાર તો અગમ્યજ છે. જેઓ સૂક્ષ્મ માયાને જાણે છે તેવા સર્વ સાધુજનો પ્રણામ કરવા યોગ્ય છે. તે સર્વ વંદનીય છે. શરીરના ડાબું અંગ અને જમણું અંગ એવા જે બે ભાગો ભાસે છે, તેનેજ પિંડમાં અર્ધનારીનટેશ્વર જાણવા. પ્રકૃતિ અને પુરુષ, શિવ અને શક્તિ, તથા ષડ્ગુણૈશ્વર્યવાળા ભગવાન પણ તેજ છે. નિશ્ચય કરનારૂં જે બુદ્ધિતત્ત્વ છે તેનેજ મહત્તત્ત્વ અને હુંપણાનેજ અહંતત્ત્વ કહે છે. ત્રણ ગુણોના મિશ્રણ વડે શરીર ચાલે છે એ વાત તો પ્રત્યક્ષજ દેખાય છે. એજ પ્રમાણે મૂળ માયાનું શરીર પણ મિશ્રણ વડેજ થયેલું જાણવું. મન, માયા અને જીવ, એ તો શરીરમાં સ્વાભાવિકજ છે; માટે આ પ્રમાણે માયાનાં ચૌદ નામોનો અભિપ્રાય પિંડમાંજ જોઈ લેવો. પિંડ પડયો એટલે સર્વ નષ્ટ થાય છે; પરંતુ પરબ્રહ્મ શેષ રહે છે, માટે તેનેજ શાશ્વત સમજી દૃઢ રીતે પકડવો.

# समास १० मो–विमलब्रह्मनिरूपण



પરબ્રહ્મને પકડવા જતાં પકડાતો નથી અને ફેંકવા જતાં ફેંકી દેવાતો નથી; કેમકે તે જ્યાં ત્યાં છે, છે ને છેજ. તે જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે તથા તેનાથી આપણે વિમુખ હોઇએ કે સન્મુખ હોઇએ ત્યારે પણ તે સન્મુખજ રહે છે. કાંઇ પણ કરવા છતાં તે ચૂકતો નથી. બેઠેલા માણસો ઉઠી જાય તો પણ ત્યાં આકાશ તો રહે છેજ; અને એ અકાશ ચારે તરફ છે તો પછી તે સન્મુખ પણ છેજ. પ્રાણી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં આકાશ તો તેની ચોતરફ હોય છેજ. આકાશની બહાર તે જઇજ કેવી રીતે શકે? જ્યાં જ્યાં પ્રાણી હોય છે ત્યાં ત્યાં તેની ચોતરફ આકાશ હોય છેજ અને મધ્યાહ્નકાળે સૂર્ય જેમ સર્વના મસ્તકપર હોય છે, તે પ્રમાણે સદાકાળ તે સર્વના મસ્તકપરજ હોય છે. સૂર્ય એકદેશીય હોવાથી તેનું દૃષ્ટાંત પરબ્રહ્મને ઘટતું નથી, તોપણ કાંઈક સાદૃશ્યને લઇને તેનું દૃષ્ટાંત આપ્યું છે. જેમ અનેક તીર્થો અને દેશો જોવાને માટે દુઃખ વેઠીને તે તે સ્થળે જવું પડે છે તેમ પરબ્રહ્મને જોવાને માટે ક્યાંય પણ જવું પડતું નથી; કેમકે જ્યાં બેઠા હોઇએ ત્યાં તે વિદ્યામાનજ હોય છે. પ્રાણી બેસી રહે કિંવા ફાવે તેટલો દોડે તોપણ પરબ્રહ્મ તો ખરી રીતે નિકટજ હોય છે. પક્ષી અદ્ધર ઉડે તોપણ આકાશ તો તેની ચોતરફ હોય છેજ; તેજ પ્રમાણે પરબ્રહ્મ પણ સર્વ પ્રાણીઓને વ્યાપીનેજ રહેલું છે. એ બ્રહ્મ પોકળ છે તેમ ઘન પણ છે. એ બ્રહ્મ અંતનો પણ અંત છે. એ બ્રહ્મ સદા સર્વદા સર્વની નિકટજ હોય છે. દૃશ્યની બહાર અને અંદર તથા બ્રહ્માંડના ગર્ભમાં બ્રહ્મ ભરેલોજ છે. અરે! તે નિર્મળ બ્રહ્મની ઉપમા કોને આપવી? વૈકુંઠ, કૈલાસ, સત્યલોક, ઇંદ્રલોક, ચૌદ ભુવનો અને પન્નગાદિ પાતાળલોકમાં પણ તે વ્યાપક હોય છેજ. કાશીથી રામેશ્વરપર્યંત તે અપરંપાર ભરેલો છે. જોવા જતાં તેનો પારાવારજ નથી. પરબ્રહ્મ એકજ છે, પરંતુ તે સર્વમાં વ્યાપી રહ્યો છે. તે સર્વને સ્પર્શ કરીને સર્વ ઠેકાણે રહેલો છે. તે પરબ્રહ્મ વરસાદથી ભીંજાતો નથી અથવા કાદવથી ખરડાતો નથી. તે પૂરના પ્રવાહમાં હોય છે છતાં પ્રવાહથી તણાઈ જતો નથી.

તે એકજ સમયે પાછળ પણ હોય છે અને આગળ પણ હોય છે. તે એકલોજ ડાબી અને જમણી બાજુએ તથા નીચે અને ઉપર વ્યાપ્ત હોય છે. આકાશરૂપી સરોવર તેના વડે ભરેલું છે; પરંતુ તે કદી પણ ઉભરાતું નથી. તે જ્યાં ત્યાં કોઇક વિલક્ષણ રીતે ફેલાયેલું છે; પરંતુ આકાશ એકદેશીય અને શૂન્યાકાર છે અને પરબ્રહ્મમાં તો દૃશ્યાભાસ છેજ નહિ. તે તો નિરાભાસ છે. સંતસાધુ, મહાનુભાવ, દેવો, દાનવો, માનવો વગેરે સર્વને માટે એ પરબ્રહ્મજ વિશ્રાંતિનું સ્થાન છે. તેનો પાર પામવાને માટે કયી તરફ જવું ? કયી દિશામાં અને કેવી રીતે તેને જોવો ? જેનો કાંઇ પારજ નથી તેની મર્યાદા શી રીતે નક્કી કરવી ? તે સ્થૂલ પણ નથી અને સૂક્ષ્મ પણ નથી, તે કોઈની પણ સમાન નથી. જ્ઞાનદૃષ્ટિ વિના તેના વિષયમાં સમાધાન થઈ શકે એમ નથી. પિંડ અને બ્રહ્માંડનો નિરાસ થઇ ગયા પછી તે નિરાભાસ બ્રહ્મજ રહે છે. સર્વત્ર અવકાશજ ફેલાયેલો છે. બ્રહ્મ વ્યાપક છે એ વાત સત્ય; પરંતુ જ્યાંસુધી દૃશ્ય છે ત્યાં સુધીજ એમ બોલવાનું છે. દૃશ્યજ ન રહે તો પછી વ્યાપ્ત વિના વ્યાપક શી રીતે કહી શકાય ? માટે બ્રહ્મને કોઇ પણ શબ્દ લાગુ પડતો નથી. કલ્પના પણ તેને કલ્પી શકતી નથી. એ કલ્પનાતીત નિરંજનને તો વિવેકથીજ ઓળખવો જોઇએ.

શુદ્ધ અને સારરૂપ વચનો શ્રવણ કરવાથી અને શુદ્ધ અનુભવનું મનન કરવાથી વિજ્ઞાન પ્રાપ્ત થાય છે; અને વિજ્ઞાનની પ્રાપ્તિ થઈ એટલે આપોઆપજ મનોવૃત્તિનો લય થાય છે. સાધનાનું ફળ પ્રાપ્ત થયું એટલે જન્મ સફળ થયો; કારણ કે નિશ્ચલ અને નિર્ગુણ બ્રહ્મ અંતઃકરણમાં અંકિત થયો. માયાનો હિસાબ પતી ગયો, તત્ત્વોનો નિવેડો થઇ ગયો અને સાધ્ય પ્રાપ્ત થયાથી સાધનોનું સ્થાન રહ્યું નહિ. સ્વપ્નમાં જે જે જોયું તે તે જાગૃતિમાં ઉડી ગયું. આથી સ્વાભાવિક રીતેજ અનિર્વાચ્ય દશા પ્રાપ્ત થઇ ગઈ. હવે બોલી શકાતું નથી. આ સર્વ વિવેકથી જાણવું જોઇએ. આ સ્થિતિનો અનુભવ કરવો જોઇએ એટલે જન્મ-મૃત્યુનું બીડું વળી જાય છે, જન્મ-મૃત્યુ ટળી જાય છે.

શાક્તાભિમાની દાશરથિએ( રામે )કૃપા કરી. તે સમર્થની કૃપાનાં જે વચન તેજ આ દાસબોધ છે. દાસબોધના વીસ દશકો છે. જે કોઇ એનું શ્રવણ-મનન કરશે તેને વિશાળ પરમાર્થ પ્રાપ્ત થશે. એના વીસ દશક અને બસો સમાસ છે. તેનું સાધકે રૂડી રીતે અ-

ધ્યયન કરવું જોઈએ. વારંવાર મનન કરવાથી અધિકાધિક સમજાવા લાગે છે. હવે ગ્રંથની સ્તુતિ કરવાની છે; પરંતુ સ્તુતિ કરવાનું કારણુજ શું છે ? અહીંઆં તો અનુભવની સાથે સંબંધ છે, માટે અનુભવજ કરી જોવો જોઇએ એટલે પત્યું. દેહ જોઈએ તો પંચભૂતોનો અને આત્મા એમાં કર્તા છે, તો પછી ગ્રંથરચના પણુ મનુષ્યની શી રીતે કહી શકાય ? સર્વ કૃતિ જગદીશ્વરનીજ છે તો પછી ગ્રંથરચના મનુષ્યની છે એવું અપ્રમાણુ બોલવાની શી જરૂર ? સંપૂર્ણ દેહના એકેએક તત્ત્વને દૂર કરી દેવાથી કાંઇ પણુ રહેતું નથી, એટલે એમાં હવે કયા પદાર્થને આપણો કહેવો ? અસ્તુ. વિચારનાં કામ આવાં છે, માટે વિનાકારણુ ભ્રમમાં ભ્રમશો નહિ. અનુક્રમે જગદીશ્વરેજ સર્વ કર્યું છે.



# श्रीरामदास स्वामीकृत स्तोत्र

## स्तोत्र १–भुजंगप्रयात वृत्त

नसे भक्ति ना ज्ञान ना ध्यान कांहीं। नसे प्रेम हें रामविश्राम नाहीं।
असा दीन अज्ञान मी दास तूझा। समर्था जनीं घेतला भार माझा॥
रघूनायका जन्मजन्मांतरींचा। अहंभाव छेदोनि टाकीं दिनाचा।
जनीं बोलती दास या राघवाचा। परीं अंतरीं लेश नाहीं तयाचा॥
रघूनायका दीन हातीं धरावें। अहंभाव छेदोनियां उद्धरावें।
अगूणी तयालागिं गूणी करावें। समर्थे भवसागरीं ऊतरावें॥३॥
किती भार घालूं रघूनायकाला। मजकारणें शीण होईल त्याला।
दिनानाथ हा संकटीं धांव घाली। तयाचेनि हे सर्व काया निवाली॥
मला कोवसा राम कैवल्यदाता। तयाचेनि हे फीटली सर्व चिंता।
समर्था तया काय उत्तीर्ण व्हावें। सदा सर्वदा नाम वाचे वदावें॥
दिनाचें उणें दीसतां लाज कोणा। जनीं दास तूझा दिसे दैन्यवाणा।
शिरीं स्वामि तूं राम पूर्णप्रतापी। तुझा दास पाहे सदा शीघ्रकोपी॥

## स्तोत्र २–मालिनी वृत्त

अनुदिनिं अनुतापें तापलों रामराया।
परमदिनदयाळा नीरसी मोहमाया।
*अचपळ मन माझें नावरे आवरीतां।
तुजविण शिण होतो धांवरे धांव आतां॥१॥
भजनरहित रामा सर्वही जन्म गेला।
स्वजनजनधनाचा व्यर्थ म्यां स्वार्थ केला।
रघुपति मति माझी आपुलीशी करावी।

* ચંચળ, - સ્થિર.

सकल त्यजुनि भावें कांस तूझी धरावी ॥२॥
तनुमनधन माझें राघवा रूप तूझें ।
तुजविण मज वाटे सर्व संसार ओझें ।
प्रचलित न करावी सर्वथा बुद्धि माझी ।
अचल भजनलीला लागली आस तूझी ॥३॥
चपळपण मनाचें मोडितां मोडवेना ।
सकळ स्वजनमाया तोडितां तोडवेना ।
घडि घडि विघडे हा निश्चयो अंतरींचा ।
म्हणवुनि करुणा हे बोलतों दीनवाचा ॥४॥
जळत हृदय माझें जन्म कोट्यानुकोटी ।
मजवरि करुणेचा राघवा पूर लोटी ।
तळमळ निववीं रे राम कारुण्यसिंधु ।
षडरिपु कुळ माझें तोडिं याचा समंधू ॥५॥
स्वजनजनधनाचा कोण संतोप आहे ।
रघुपतिविण आतां चित्त कोठें न राहे ।
जिवलग जिव घेती प्रेत सांडोनि जाती ।
विपय सकळ नेती मागुता जन्म देती ॥६॥
सकळ जन भवाचे। ×ओथिले वैभवाचे ।
जिवलग मज कैंचे चालते हेच साचे ।
विलगविषमकाळीं ÷सांडिती सर्व माळीं ।
रघुविर सुखदाता सोडवी अंतकाळीं ॥७॥
उपरति मज रामीं जाहली पूर्णकामीं ।
सकळजनविरामी रामविश्रामधामीं ।
घडि घडि मन आतां रामरूपीं भरावें ।
रघुकुळटिळका रे आपुलेसें करावें ॥८॥

———

× સ્વપ્ન, ટકનાર.   ÷ ક્લેશ ઇ૦ ઉપદ્રવના વિષમ કાળમાં

# श्रीरामस्तुति

( उपजाति वृत्त )

संसारसंगें बहु शीणलों मी । कृपा करीं रे रघुराज स्वामी ।
प्रारब्ध माझें सहसा टळे ना । तुजवीण रामा मज कंठवे ना ॥१॥
मन हें विकारी स्थिरता नव्हे रे । त्याचे निसंगें भ्रमतें भलें रे ।
अपूर्व कार्य मन हें विटे ना । तुजवीण रामा मज कंठवेना ॥२॥
माया प्रपंचीं बहु गुंतलों रे । विशाळ व्याधिसुधि बांधलों रे ।
देहाभिमानें अति राहवे ना । तुजवीण रामा मज कंठवेना ॥३॥
दारिद्रदुःखें बहु कष्टलों मी । संसारगायेंताचि गुंतलों मी ।
संचीत माझे मजला कळे ना । तुजवीण रामा मज कंठवेना ॥४॥
लक्ष्मीविलासीं बहु सौख्य वाटे । श्रीराम ध्यातां मनीं कष्ट मोठे ।
प्रपंचवार्ता वदतां विटे ना । तुजवीण रामा मज कंठवेना ॥५॥
अहोरात्र धंधाकरितां पुरे ना । प्रारब्धयोगें मग राहवेना ।
भवदुःख माझें कधींही टळे ना । तुजवीण रामा मज कंठवेना ॥
तीर्थांसि जाता बहु दुःख वाटे । विषयांतरीं राहुनि सौख्य वाटे ।
स्वहीत माझें मजला कळे ना । तुजवीण रामा मज कंठवेना ॥७॥
मी कोठुनि कोण आलों कसा हो । स्त्री पुत्र स्वमांताचि गुंतलों हो ।
ऐसें कळोनी मनहें विटे ना । तुजवीण रामा मज कंठवेना ॥८॥
असत्य वाक्या निमुकाचि झालों । अदत्त दोषें दुःखीं बुडालों ।
ही पूर्ण करणी कधि आठवे ना । तुजवीण रामा मज कंठवेना ॥९
आनंदमूर्ति भज रामसिंधू । चैतन्य स्वामी निज दीनबंधू ।
अभ्यंतरीं प्रेम मनीं ठसे ना । तुजवीण रामा मज कंठवेना ॥१०॥
विश्रांति देहीं अणुमात्र नाहीं । कुळाभिमाने पडलों प्रवाहीं ।
अशांतुनी दूर कधीं कळे ना । तुजवीण रामा मज कंठवेना ॥११॥
विषयीं जनांनी मज आळवीलें । प्रपंचपाशांताचि बूडवीलें ।
स्वहीत माझें होतां दिसेना । तुजवीण रामा मज कंठवेना ॥१२॥
नरदेहदोषां वर्णु किती रे । उच्चाट माझे मनीं वाटती रे ।
ललाटरेषा कधि पालटे ना । तुजवीण रामा मज कंठवेना ॥१३॥
मजला अनाथा प्रभु तूंच दाता । मी मुढ कीं जाण असेच आतां ।
दासा मनीं आठव वीसरेना । तुजवीण रामा मज कंठवेना ॥१''''

# શ્રી રામાયણનું મહત્ત્વ

**प्रीति करै रामायण माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं ॥**

"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." વિવેકાનંદ

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે; તેટલો કોઈ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે ગમેથી પણ દૂર કરાયો નથી." બંકિમચંદ્ર

"કાવ્યના બંને અંગ—કવિ અને નાયક—ની બાબતમાં રામાયણના જોટાનો કોઈ પણ ગ્રંથ કોઇ દેશમાં મળે તેમ નથી. રામચંદ્ર સમાન પ્રખર સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો કોઇ પણ પુરુષ જગતભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિ અને તુલસીદાસજી જેવી દિવ્ય પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળા કવિ પણ કોઇ જણાતા નથી. હોમર તથા વર્જીલના "ઇલિયડ" તથા "ઈનીડ" અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લૉસ્ટ' પાશ્ચાત્યોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં રામાયણ ગ્રંથ કેટલો બધો શ્રેષ્ઠ છે! કદાચ કોઈ કાવ્યશક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓના કાવ્યનાયકો ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતા બહુ ઉતરતા છે. સારાંશ કે, રામાયણ માટે આર્ય લોકો જે અભિમાન ધરે છે તે યોગ્યજ છે." ચિંતામણ વિ. વૈદ્ય

"રામાયણ એ કહેવામાં તો એક મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમાં તો એ ગ્રંથ-આ સંસારના મળનો નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશ, સ્ત્રીઓનો ધર્મ, પુરુષોનું પૌરુષ, બ્રાહ્મણોનું બ્રહ્મતેજ, ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ, વૈશ્યોનું ધન, શૂદ્રોનો ધર્મ અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમાં રાખીને જે કોઇ તેના પ્રકાશમા ચાલે છે તે જીવનયુદ્ધમા કદી પણ હારવાનો નહિ." સંતરામ શર્મા

"રામાયણને વાંચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઉંચા ઉંચા ખ્યાલ ઉપજી મનુષ્યના ભૂષણરૂપ સદ્‌ગુણો આવી હાજર થાય છે. સત્યાચરણ, પિતૃભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા, સારાંશ કે માનુષી ગુણોનું એવું કોઈ ચિત્ર નથી કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમાં આલેખ્યું નથી." મિ. ગ્રેફ્ટ

"એમાં સ્ત્રીસમાજની શક્તિ, પવિત્રતા તથા મહત્તા વિષે જેવો

પ્રકાશ સમાયેલો છે; તેવો બીજા કોઇ પણ ગ્રંથમા નથી દેખાતો."

'મે' મારી કોમના કેટલાય વિવાહોમા કન્યાઓને રામાયણ દહેજમા આપી છે, કે જેથી તે પતિવ્રતાધર્મ પાળનારી થઇને સ્ત્રીજાતિની મહત્તા માટે ગર્વ રાખે. આથી જોકે મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલુ; પરંતુ મેં સ્પષ્ટ કહી દીધુ કે રામાયણ કંઇ માત્ર હિંદુસમાજનો ગ્રંથ નથી પણ આખી દુનિયાના માણસોની સંપત્તિ છે. × × હાલમાં પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવા–ભૂંસવામા કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શક્તિ પ્રાયઃ બધાજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે." સૈયદ કાસીમઅલી સાહિત્યાલંકાર

# सद्ग्रंथसेवनना खास फायदा

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાચવાવિચારવાનું મહદ્ભાગ્ય મળેલું હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમા છે?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાચો તેમજ સારૂં. ગીતાજી વાચો, વેદાંતના બીજા પુસ્તકો વાચો, કેમકે તેની આખા જીવનસુધી જરૂર છે." સ્વામી વિવેકાનંદ

"પુસ્તકોમા હુ ગુથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ, એટલુજ નહિ પણ મારા જ્ઞાનમા ઉપયોગી વધારો કરી શકવાથી હુ ઉલટો વધારે સુખચેનમા રહેત. હુ માનું છું કે, જેને સારા પુસ્તકો વાચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજુ, એમ પુસ્તકો વાચતા છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો." મ૦ ગાંધીજી

"બંધુઓ! સારા પુસ્તકો એટલે શુ એ તમે જાણો છો? સારા પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઇ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમા શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઇ શકાય તેવા વહાણો છે, જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમા આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે, જ્ઞાન

એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બધેમતા થાય તેવા દાગીના છે, જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રાજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે, જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે, જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તક તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે, જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાનાં મકાનો છે, જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે, જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવા પાણીભરેલા માટલા છે, અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે" સ્વ૦ પઢિયાર

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઈ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ કેળવી શકાતી નથી × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઈ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સૌભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરના કમળોની મધુર સુગંધથી મગ્ન બની ગયું હોય, તેને તો સાહિત્યસિવાયના સ્વર્ગીય સુખો પણ તુચ્છ લાગે છે"
બંકિમચંદ્ર

'ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની દુખીઆના દુખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને સાહાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં નથી' "મોર્ડન"

"પુસ્તકપ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરની રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવાસમાન છે"

"મહેલોથી તથા ધનિકજનના અખૂટ ભંડારથી જે મેળા તમને નહિ મળે, તે મેળા તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે"

"લીલા વનમાં ભૂખ મરનાર પશુમાં અને આટલા બધા વાંચવાના સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત!"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે"

"એકાદ ઉત્તમ ગ્રંથો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજીત્રમાથી ચાહ્ય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાચનાર પણ જ્યારે ઇચ્છે છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રથમાથી પોતાને મનગમતો અવાજ કાઢી આનદમગ્ન થઈ શકે છે "

"અનકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લૅડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામા સદાય એકાદ પુસ્તક લઇને ફર, તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિમતી ક્ષણોને બચાવવા માટે શુ ન કરવુ જોઇએ ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનુ મન પણ નિર્માલ્ય છે એ જ્ઞાનને મેળવવાનુ સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમા સારા પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળા જીવતા મુડદાઓને રહેવાની ઘોર છે."

એક વિદ્વાન ઠીકજ કહે છે કે "વાચવાની હોંશ છોડી દેવાના બદલામા કોઈ મને આખા હિદુસ્તાનની સપત્તિ આપે, તોપણ હુ તેને કદી છોડુ નહિ "

"પુસ્તકો તરુણાવસ્થામા સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામા મનરજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણુ જીવન આપણને નકામુ લાગવા દેતા નથી વળી તે આપણી ચિતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કર છે '

"એક પાશ્ચાત્ય પડિતનો તો એટલે સુધી મત છે કે—'માણસને લુગડાલત્તાની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે ' તે પોતે પણ જરૂરના પુસ્તકો ખરીદી લેવા સુધી લુગડા લેવાનુ મુલતવી રાખતો તેને સિસેરોના પુસ્તકો બહુ ગમતા હતા. તે વાચતો ત્યાર ત્યારે 'હુ વધારે સારો થયો છુ' એમ તેને લાગતુ "

"ઉત્તમ ગ્રથો, તેનુ સેવન કરનારાઓમા ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરાપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે"

"ગ્રથોની ઓરડીમા ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રથોજ માનસવાણીથી તમને કહેશે કે—'અમારામા પુષ્કળ જ્ઞાન ભર્યુ છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂ કલ્યાણ થશે ' શુ આ માનસવાણી ઓછી કિમતી છે ?'

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતે પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ તો કોઇથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચારિત્રને લગતા ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાને આપી શકે તેમ છે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઈક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કમર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવા મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય, કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચી ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છિનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતના સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે. માત્ર પાંચ-દશ રૂપિયા ખર્ચવા હોય તો ગીતાઓ કે ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી હજાર-પાંચમો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

# વિવિધ ગ્રંથમાળાનું હાલનું ધોરણ

૧—વાર્ષિક મૂલ્ય પાકાં પૂંઠાં સાથે ૫) હોઇ પોસ્ટેજ માફ છે. અને સાદાં પૂંઠાંનો વર્ગ હવે રાખ્યો નથી. ૨—પ્રત્યેક વર્ષ કારતકથી ગણાઇ ગમે ત્યારે ગ્રાહક થવા છતાં કારતકથી પુસ્તકો અપાય છે. ૩—પ્રત્યેક વર્ષમાં ઘણે ભાગે ૫×૯ના કદનાં ૩ થી ૪ પુસ્તકો દ્વારા કુલ પૃષ્ઠ ૧૫૦૦ થી ૨૦૦૦ સુધી અપાય છે. તેમાંનાં નીકળ્યાં હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાઇ બાકીનાં નીકળે તેમ મોકલાય છે. ૪—કોઇ વાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે વધારાનું પુસ્તક સાદાં પૂંઠાંવાળું મોકલાશે; અથવા બીજા પાકા પૂંઠાવાળા પુસ્તકના ભેગું બંધાવી મોકલાશે. ૫—પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું લવાજમ મંગાવી લેવાશે; અને બનતાં સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાઈ જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે. ૬—જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. આવે તે પાછું વાળશે તો તે છેલ્લા પુસ્તક ઉપરનો સર્વ હક્ક ગુમાવશે. પરંતુ જેમનું વી. પી. ભૂલથી કે એવા કોઇ કારણથી પાછું વળ્યું હશે તેઓ પોતાનું લવાજમ મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે. તથા વી. પી. પાછું વળવાથી પોસ્ટેજાદિ ખર્ચ રદ ગયું હોય ને મોકલીને પાછું વળેલું પુસ્તક પણ મેળવી શકે છે. ૭—વિવિધ ગ્રંથમાળાના પુસ્તકો પૂરતી ચોકસી કરીને ટપાલમાં નંખાય છે; છતાં તે ગ્રાહકને ન મળે, તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. પોસ્ટખાતા પર અરજી કરવા છતા પણ જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો પોસ્ટ સાથેનો પત્રવહેવાર જોવા મોકલી આપશે તો બનતો વિચાર અને પેરવી થશે. ૮—ગેરવલ્લે ન જાય તેટલા માટે દરેક પુસ્તક રજીસ્ટર પોસ્ટથી મેળવવું હોય તે બંધુએ તે ખર્ચના બાર આના વધુ મોકલવા. ૯—વાર્ષિક લવાજમ રૂબરૂમા ભરનારને તેજ વખતે છાપેલી પાવતી અપાય છે તથા વી. પી. દ્વારા લવાજમ ભરનારે વી. પી. ઉપર જે શિરનામું, પોસ્ટની છાપ વગેરે હોય છે તેનેજ પાવતી તરીકે જાળવી રાખવું. ૧૦—મુંબઇના કાર્યાલયમા વિવિધ ગ્રંથમાળાનું મૂલ્ય ભરનારે તે ભર્યા પછીનો સર્વ સંબંધ અમદાવાદનાજ કાર્યાલય સાથે સમજવાનો છે. ૧૧—અમદાવાદ તળનાં ગ્રાહકોને પણ મુંબઇ તથા બીજાં સર્વ સ્થળનાં ગ્રાહકોની પેઠે દર વર્ષે છેલ્લું પુસ્તક ઉપર જણાવેલી રીતે વી. પી. થીજ મોકલાશે; પણ તેમને તે અગાઉ લવાજમ રૂબરૂ ભરી જવાની સગવડ બનતા સુધી અપાશે.

# आ संस्थाना तैयार ग्रंथो

૧-પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી. પી. ખર્ચ જુદું લાગે છે. ૨-મંગાવેલામાંનું જે ન આવે તે ખલાસ સમજવું. ૩-મૂલ્ય તથા પેકીંગ ૪૦ ના ૦ા૮ પ્રથમ મોકલીને કમમાં કમ ૮-૧૦ ના પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી ખર્ચ બહુ ઓછો આવશે. ૪-અમદાવાદના કાર્યાલય માટે ઘણાંખરાં પુસ્તકોની કિંમત છપ્યા કરતાં થોડી ઘટાડેલી તે પણ આમાં આપી છે; અને રૂ. ૧૦૦)નાં લેવાથી એમાં પણ ૬। ટકા કપાશે. ૫-મુંબઇના કાર્યાલય માટે આમાં જે કિંમત છાપી છે; તેમાં પણ કમમાં કમ ૨૫)નાં પુસ્તક લેવાથી બે આના મુજબ કપાશે. ૬-જે પુસ્તકની તરત માટે અથવા અમુક મુદત માટે કિંમત અરધી, પોણી કે કાંઇ પણ ઓછી રખાય, તેમાં કમિશન કપાશે નહિ, તથા મુંબઇના કાર્યાલયમાં ખર્ચ જોગી વધુ કિંમત રહેશે. ૭-આ સંસ્થામાં મળતી આંખ, વીંછી-સાપ તથા દાદરની દવાના લાભ તથા વાપરવાની અને બનાવવાની વિધિ તેમજ એલ્યુમીનિયમના વાસણ વાપરવાથી થતા ભારે નુકસાન વગેરે જુદું છાપેલું મળશે.

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો | મુંબઇમાં મૂલ્ય | અમદાવાદમાં |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત-શુદ્ધ ગુજરાતી ભાષાંતર ... | ૩૬ | ...૩૨ |
| શ્રીવાલ્મીકિ રામાયણ-ઉત્તમ ભાષાંતર-૩૨ ચિત્રો. | ૬ | ... ૫। |
| તુલસીકૃત રામાયણ-ઉત્તમ ભાષાંતર-૩૨ ચિત્રો.... | ૪ાા | ... ૪) |
| મહાભારતનું શાંતિપર્વ-ઉત્તમ ભા૦, નવી આવૃત્તિ | ૫ | ... ૪ાા |
| ગિરધરકૃત શુદ્ધ રામાયણ ... ... ... ... | ૨ા | ... ૨ |
| શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ-બે ભાગમાં ... | ૧૦ | ... ૮ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા-નવી આવૃત્તિ ... ... | ૨ા | ... ૨ |
| શ્રીદાસબોધ-નવી આવૃત્તિ ... ... ... ... | ૨ા | ... ૨ |
| શ્રીભગવતી ભાગવત-ઉત્તમ ભાષાંતર ... ... | ૪ાા | ... ૪ |
| શ્રીમદ્‌ભાગવત-સચિત્ર નવી આવૃત્તિ. છપાયેથી મળશે. | | |
| શ્રીરામકૃષ્ણકથામૃત-બંને ભાગ ભેગા... ... ... | ૨ાા | ... ૨ |
| મહાભારત અને રામાયણવિષે કેટલાક વિચાર ... | ૦ાા૮ | ... ૦ા૮ |
| શ્રીમહાભારત વિષે ખાસ જાણવા જેવા વિચાર ... | ૧ાા | ... ૧ |
| ધર્મતત્ત્વ-બંકિમચરિત્ર સાથે ... ... ... ... | ૦ાાા | ... ૦ાા |
| યોગતત્ત્વ ... ... ... ... ... ... ... | ૧ા | ... ૧ |
| સ્વામી રામતીર્થ-ચાર ગ્રંથમાં-ભાગ ૧ થી ૧૩ ... | ૮ા | ... ૭ |
| સ્વામી વિવેકાનંદ-ગ્રંથ પહેલો ભાગ ૧-૨-૩ ... | ૨ા | ... ૧ાાા |
| ,, ,, ગ્રંથ ૨ જો ભાગ ૪-૫ ... ... | ૨ા | ... ૧ાાા |
| ,, ,, ભાગ ૬-૭ ૦ાા, ભાગ ૮મો ૧ા, ભાગ ૯મો ૨) | | |
| ,, ,, ભા. ૧૦મો ૧) ભા. ૧૧ મો ૧ા૮, ભા. ૧૨-૧૩ ૨ા | | |

પ્રભુમય જીવન-સુધારેલી ૫ મી આવૃત્તિ ... ... ૦।– ... ૦।
શ્રીસુબોધ રત્નાકર-નવી આવૃત્તિ ... ... ... ૦।। ... ૦।।
શ્રીવિષ્ણુસહસ્રનામ-ગુ. ભાષાંતર સાથે ... ... ૦)–। ૦)–
ઉપદેશસારસંગ્રહ-ભાગ ૧,૨ ભેગા ... ... ... ૧ ... ૧
શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-ગુ. સરલાર્થ સહિત પાકું પૂંઠું ... ૦)≡। ૦)≡
" " " મોટા અક્ષર... ૦।≡। ૦।≡
" " શ્રીધરી અનુસાર અર્થ સાથે ૦।–। ૦।–
" " માત્ર સરલાર્થ ... ... ... ૦)≡। ૦)≡
પંચરત્ન ગીતા-સરલાર્થ સાથે મોટા અક્ષર... ... ૦।।≡... ૦।।
" " " " નાના અક્ષરમા ... ૦।।–... ૦।।
ભગવદ્‌ગીતા-મૂલમાત્ર-મધ્યમ અક્ષર ૦।, મોટા અક્ષર ૦।।
પંચરત્નગીતા-મૂલમાત્ર-નાના, મધ્યમ, મોટા અક્ષરમા ૦।, ૦।≡, ૦।।
આર્યધર્મનીતિ અને ચાણકયનીતિસાર-સાદુ પૂંઠું ૦।≡ પાકું ૦।–

## સંત-મહાત્માઓની વાણી

અખાની વાણી-મનહર પદ સાથે ... ... ... ૧।। ... ૧।
પ્રીતમની વાણી-સર્વથી મોટો સંગ્રહ... ... ... ૧।। ... ૧।
છોટમની વાણી-જુદા જુદા ત્રણ ગ્રંથોમા ... ૩।। ...૨।।≡
શ્રીભજનસાગર-નવી આવૃત્તિ ... ... સાદુ પૂંઠું ૦।, પાકું ૦।≡

## પઢિયારકૃત સ્વર્ગનાં પુસ્તકો

સ્વર્ગનું વિમાન .. ૧।≡ ૧। | સ્વર્ગની કુંચી ૧।≡ ... ૧।
સ્વર્ગનો ખજાનો ... ૧।≡ ૧। | સ્વર્ગનો પ્રકાશ ૧।≡ ... ૧।

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

સોનેરી સૂચનો અને સુવિચારસામગ્રી ૦)≡...૦)–।।
સુખી જીવનનાં સાધન ... ... ... ... ૦।।≡...૦।।≡
સુખસામર્થ્ય સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ...૧। ... ૧
ભાગ્યના સ્રષ્ટાઓ ... ... ... ... ... ૧।।। ... ૧।।
આગળ ધસો-નવી આવૃત્તિ... ... ... ... ૧।।। ... ૧।।
આર્યોના સંસ્કાર અથવા હિંદની વિદ્યાકળા ...૦।। ... ૦।।
શુભસંગ્રહ-ભાગ પહેલો ૦।, બીજો ૨।।, ત્રીજો ૧।।, ચોથો ... ૧।।
" " પાચમો ૧।।, છઠ્ઠો ૧।।।, ૭ મો ૧।।, ૮ મો ...૧।।
આદર્શ દૃષ્ટાંતમાળા-જુદા જુદા બે ગ્રંથોમા ... ૨।≡ ... ૨)≡
બંકિમનિબંધમાળા-ધર્મતત્ત્વ સાથે... ... ... ૧।।। ... ૧।।

## ઇતિહાસ અને વૈદક સંબંધી પુસ્તકો

રાજસ્થાનનો ઇતિહાસ-બે મોટા ગ્રંથોમાં... ... ૧૦ ...૮।।
આર્યભિષક્ અથવા હિંદનો વૈદરાજ-આઠમી આવૃત્તિ ૩।। .. ૩
વૈદક સંબંધી વિચારો—૧૬૫ લેખોનો મોટો સંગ્રહ ૧।।। ...૧।।
આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન-ગાંધીજીકૃત ... ... ૦।– ...૦।

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| શ્રીરામકૃષ્ણપરમહંસનું ચરિત્ર અને ઉપદેશો | ૧॥ | ૧॥ |
| સ્વામી ભાસ્કરાનંદ તથો વિજયકૃષ્ણ ગોસ્વામી | ૧॥ | ૧॥ |
| ભારતના વીર પુરુષો–બીજી આવૃત્તિ | ૧ | ૦। |
| સ્વામી રામતીર્થની જીવનકથા | ૨ | ૧॥ |
| સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ ચરિત્ર | ૨॥ | ૨ |
| શ્રી શિવાજી છત્રપતિ | ૨। | ૧॥ |
| મહાન સમ્રાટ્ અકબર | ૧। | ૧ |
| વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો | ૦॥। | ૦॥ |
| શ્રીભક્તચરિત્ર અથવા ભક્તિરસામૃત | ૧॥ | ૧। |
| મુસ્લીમ મહાત્માઓ | ૧। | ૧। |
| ભારતનાં સ્રીરત્નો–ત્રણ ગ્રંથોમાં | ૬ | ૫। |
| મહાન સાધ્વીઓ–ઉત્તમ ૧૫ ચરિત્રો | ૧। | ૧। |
| દાનવીર કાર્નેગી | ૧॥ | ૧। |
| કાઉન્ટ ટૉલ્સ્ટૉય | ૨॥ | ૧॥। |
| નેપોલિયન બોનાપાર્ટ | ૩ | ૨॥ |

## ખાસ બોધપ્રદ ટુંકી વાર્તાઓ

| | | |
|---|---|---|
| ટુંકીવાર્તાઓ ગ્રંથ પહેલો–ભાગ ૧ થી ૪ (૬૬ વાતો) | ૨ | ૧॥। |
| ટુંકીવાર્તાઓ ગ્રંથ બીજો–ભાગ ૫ થી ૭ (૫૭ વાતો) | ૧॥। | ૧॥ |
| ટુંકી વાર્તાઓ ગ્રંથ ત્રીજો–ભાગ ૮ મો (૮૦ વાતો) | ૧॥ | ૧। |
| દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી | ૦)॥ | ૦)॥ |

## બાળકો માટે ખાસ ઉપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| સદ્ગુણી બાળકો–૬૯ ખરા બનાવોનો સંગ્રહ | ૦। | ૦)॥ |
| બાળસદ્બોધ–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૦। | ૦)॥ |
| બાળકોની વાતો–રસિક વાતચીતરૂપે ૨૧ પાઠ | ૦)॥ | ૦)॥ |
| સુબોધક નીતિકથા–નવી આવૃત્તિ | ૦।॥ | ૦।॥ |

## ચિત્રો અને ચિત્રાવલીઓ

શ્રીમહાભારત ચિત્રાવલી–૨૫ સુંદર ચિત્રો ... ૧) ... ૦॥।

શ્રીરામાયણ ચિત્રાવલી–૩૬ ,, ,, ... ૧) ... ૦॥।

શ્રીકૃષ્ણમુરારી અને દ્રૌપદીવસ્રાહરણ–ત્રિરંગી મોટાં ચિત્રો દરેકના ૦।

જ્ઞાનબાજી અથવા સોપાનપટ, છપાયેથી મળશે

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદ–ત્રણ દરવાજા બહાર, નદી જવાને રસ્તે, ભદ્ર પાસે
[illegible]